# વિદ્યાર્થી વાચનમાળા

સંપાદક : જયભિખ્ખુ





શ્રેણી આઠમી

૧૬–૧૫૬

# જગન્નાથપુરી

: લેખક :

માધવરાવ ભા. કર્ણિક











ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો : અમદાવાદ

# વિદ્યાર્થી વાચનમાળા

સંપાદક : શ્રી. જયભિખ્ખુ

[ પુસ્તિકાઓના સર્વ હક્ક પ્રકાશકને સ્વાધીન ]

**પોસ્ટેજ આઠ આના ને રજિસ્ટ્રેશન આઠ આના વધુ**

**∴ દશ શ્રેણીના એક સાથે ૪૦–૦–૦ ∴ પાકાં પૂઠાનાં રૂા. ૫૦–૦–૦ ∴**

| શ્રેણી પહેલી | શ્રેણી બીજી | શ્રેણી ત્રીજી |
|---|---|---|
| ૧ શ્રીરામ | ૨૧ આદ્યકવિ વાલ્મીકિ | ૪૧ મહામુનિ વશિષ્ઠ |
| ૨ શ્રીકૃષ્ણ | ૨૨ મુનિરાજ અગસ્ત્ય | ૪૨ મદાલસા |
| ૩ ભગવાન બુદ્ધ | ૨૩ શકુન્તલા | ૪૩ રાજકુમાર ધ્રુવ |
| ૪ ભગવાન મહાવીર | ૨૪ દાનેશ્વરી કર્ણ | ૪૪ સતી સાવિત્રી |
| ૫ વીર હનુમાન | ૨૫ મહારથી અર્જુન | ૪૫ દ્રૌપદી |
| ૬ ભડવીર ભીષ્મ | ૨૬ વીર અભિમન્યુ | ૪૬ વીર વિક્રમ |
| ૭ સતી દમયંતી | ૨૭ સત્યવાદી હરિશ્ચંદ્ર | ૪૭ રાજા ભોજ |
| ૮ કચ–દેવયાની | ૨૮ ભક્ત પ્રહ્લાદ | ૪૮ કવિ કાલિદાસ |
| ૯ સમ્રાટ અશોક | ૨૯ પિતૃભક્ત શ્રવણ | ૪૯ વીર દુર્ગાદાસ |
| ૧૦ ચક્રવર્તી ચંદ્રગુપ્ત | ૩૦ ચેલૈયો | ૫૦ મહારાણા પ્રતાપ |
| ૧૧ રાજા ભર્તૃહરિ | ૩૧ મહાત્મા તુલસીદાસજી | ૫૧ સિક્કીમનો સપૂત |
| ૧૨ સંત તુકારામ | ૩૨ ગોપીચંદ | ૫૨ દાનવીર જગડૂ |
| ૧૩ ભક્ત સુરદાસ | ૩૩ સતી પદ્મિની | ૫૩ સિદ્ધરાજ જયસિંહ |
| ૧૪ નરસિંહ મહેતા | ૩૪ સ્વામી રામકૃષ્ણ પરમહંસ | ૫૪ જગતશેઠ |
| ૧૫ મીરાંબાઈ | ૩૫ સ્વામી વિવેકાનંદ | ૫૫ પંડિત મોતીલાલજી |
| ૧૬ સ્વામી સહજાનંદ | ૩૬ સ્વામી રામતીર્થ | ૫૬ જગદીશચંદ્ર બોઝ |
| ૧૭ શ્રી દયાનંદ સરસ્વતી | ૩૭ શ્રીમદ્ રાજચંદ્ર | ૫૭ શ્રી અરવિંદ ઘોષ |
| ૧૮ લોકમાન્ય ટિળક | ૩૮ પંડિત મદનમોહન માલવીય | ૫૮ વીર વિઠ્ઠલભાઈ |
| ૧૯ મહાત્મા ગાંધી | ૩૯ સરદાર વલ્લભભાઈ | ૫૯ પ્રો. ધોંડો કેશવ કર્વે |
| ૨૦ રવીન્દ્રનાથ ટાગોર | ૪૦ શ્રીમતી સરોજિની નાયડુ | ૬૦ શ્રી એની બેસન્ટ |



# શ્રી. જગન્નાથપુરી

લેખક : શ્રી. માધવરાવ ભા. કર્ણિક

---

ભારતવર્ષની એકતાના હેતુથી હિંદુ ધર્મના આચાર્યોએ ચાર ધામની યોજના કરેલી છે. આ ચાર ધામ ભારતવર્ષની ચાર દિશામાં આવેલાં છે. ઉત્તર દિશામાં હિમગિરીની ગોદમાં બદ્રિ–કેદારનાથનું ધામ આવેલું છે, દક્ષિણ દિશામાં સાગરતટે રામેશ્વરનું અદ્ભુત ધામ છે, જ્યારે પશ્ચિમ સાગરતટે દ્વારકા અને

પૂર્વ સાગરતટે જગન્નાથપુરીનાં ધામ આવેલાં છે.

જગન્નાથપુરીનું ધામ ઘણું જ પ્રાચીન છે. જગન્નાથપુરી એ ભારતવર્ષની સાત પવિત્ર પુરીઓમાંની એક છે. પ્રારંભમાં આ ધામના ઇતિહાસ પર એક દૃષ્ટિપાત કરી લઈએ.

[ ૨ ]

ઇતિહાસકારોને એવા પુરાવા મળ્યા છે, કે છેક પ્રાચીન ઋગ્વેદ કાળમાં વિષ્ણુભક્ત આર્યોનું એક ટોળું ઉત્કલ પ્રાંતમાં આવ્યું હતું અને અહીં તેમણે એક મંદિર બાંધી, ત્યાં યજ્ઞવેદી સ્થાપી હતી. જગન્નાથપુરીનું એ સૌથી પહેલું પવિત્ર સ્થળ હતું.

તે પછી ઈ. સ. પૂર્વે ત્રણ હજાર વર્ષ ઉપર એટલે આજથી પાંચ હજાર વર્ષ ઉપર પાંડવો અહીં આવ્યા હતા અને તેમણે પણ એ પવિત્ર વેદીનાં દર્શન કર્યાં હતાં.

જે વખતે આર્યો પંજાબ પ્રાંત છોડી ઓરિસામાં આવ્યા, અને અહીં મંદિર બાંધ્યું; તે વખતે અહીં શવર નામની જંગલી જાતિનું રાજ્ય હતું. આ જાતિને આર્યો અસ્પૃશ્ય ગણતા હતા. પણ એમ જણાય છે

કે શવરો સુધરેલા હતા અને તેમનું રાજ્ય બળવાન હતું. વરસો વીતી જવા સાથે આપણા દેશમાં ધર્મના અનેક કલહો ઉત્પન્ન થયા હતા. આ કલહોને અંતે હિંદુધર્મની પડતી દશા આવી અને બૌદ્ધ ધર્મ કે જે આર્ય ધર્મની જ એક શાખા હતી, તેનું બળ વધ્યું. આ કાળમાં જગન્નાથપુરીનું મહત્ત્વ ઘટી ગયું.

થોડા કાળ પછી બૌદ્ધ ધર્મમાં અને તેમના ધર્મ-ગુરુઓમાં પણ ક્ષતિ દાખલ થઈ. તેને પરિણામે એ ધર્મનો આપણા દેશમાંથી નાશ થયો. એ અરસામાં જગન્નાથજીના મંદિરનું મહત્ત્વ ઘટી ગયું હતું, છતાં તેના શવર પૂજારીઓ મંદિરનું કાર્ય જેવી તેવી હાલત-માં ચલાવી રહ્યા હતા. તે પછી પુરીના બ્રાહ્મણોએ ફરીથી હિંદુ વૈદિક ધર્મનો અહીં પુનરુદ્ધાર કર્યો·અને બ્રાહ્મણોની સત્તા ફરી સ્થપાઈ. આ બ્રાહ્મણોએ શવરોને અસ્પૃશ્ય ગણીને તેમને તિરસ્કાર્યા નહિ, પણ તેમને સુધાર્યા, ઉપવીત પહેરાવી તેમને બ્રાહ્મણત્વના સંસ્કાર આપ્યા અને મંદિર ફરીથી જાહોજલાલીમાં આવ્યું

જગન્નાથપુરીની પ્રતિષ્ઠા અને મહિમા ચારે બાજુ વ્યાપી ગયાં હતાં. હિંદના ખૂણેખૂણામાંથી

હજારો યાત્રીઓ જગન્નાથજીની યાત્રા કરવા માટે અહીં આવતા હતા. એજ પ્રસંગે મહારાજા હર્ષવર્ધને ચડાઈ કરી, અને આ ઉત્કલ દેશ જીતી લીધો. ઈ. સ. ૨૪૫ના અરસામાં રક્તબાહુ નામના ચીન તરફના સેનાપતિએ ઉત્કલ દેશ પર ચઢાઈ કરી હતી. એ વખતે ઉત્કલની પડોશનો જ શિવગુપ્ત નામનો રાજા જગન્નાથ–પુરીની પ્રતિમાઓને લઈ ગયો અને તેને શોણપુરના જંગલોમાં સંતાડી રાખી.

રક્તબાહુની ચઢાઈ પછી જગન્નાથજીનું મંદિર કીર્તિવિહોણું થઈ ગયું. તીર્થક્ષેત્રનો મહિમા ઘટી ગયો અને ભકતોમાં ભારે નિરાશા વ્યાપી ગઈ. એ વખતે આશરે નવમા સૈકામાં પુરીના સિંહ અથવા કેસરીવંશના રાજાઓએ જગન્નાથજીની પ્રતિમાઓનો ફરીથી પુનરુદ્ધાર કર્યો. તેમણે મોટે ખરચે મંદિર ફરી બંધાવ્યું અને શોણપુરથી મૂર્તિઓ લાવીને તેની ફરથી બ્રાહ્મણોની પાસે સ્થાપના કરાવી.

કેસરીવંશના હાથમાંથી ઉત્કલદેશ ગંગવંશના રાજાઓએ જીતી લીધો. આ ગંગવંશના રાજાઓએ જગન્નાથજીનું મહત્ત્વ ખૂબ વધાર્યું. તેમણે પોતાના

રાજ્યની તમામ આવક મંદિરને આપી દીધી હતી. તેઓ પોતે જગન્નાથદેવના દ્વારપાળ કહેવાતા અને જ્યારે જગન્નાથની સવારી નીકળતી, ત્યારે આ રાજાઓ ઝાડુ લઈ રથની આગળ રસ્તો સાફ કરતા ચાલતા હતા. આ વંશના ભીમ રાજાએ ઈ. સ. ૧૧૯૬ માં ૪૦ લાખ રૂપિયાને ખર્ચે શ્રી જગન્નાથજીનું મંદિર ફરીથી બંધાવ્યું હતું, જે મંદિર હજી સુધી કાયમ છે.

ગંગવંશ પછી સૂર્યવંશના રાજાઓ ઉત્કલ દેશના અધિકારી થયા. તેમણે રાજ્યનાં સંખ્યાબંધ ગામો મંદિરને અર્પણ કર્યાં. એક મોટું સુદર્શનચક્ર બનાવી તે મંદિરને અર્પણ કર્યું, જે અદ્યાપિપર્યન્ત પુરીના મંદિરમાં મોજુદ છે. એ અરસામાં એટલે ઈ. સ. ૧૫૦૩ માં બંગાળના જાણીતા મહાત્મા ચૈતન્યદેવ અહીં આવ્યા હતા. તેમણે આખી જિંદગી અહીં પૂરી કરી હતી. તેમણે મંદિરની ખ્યાતિ ખૂબ વધારી.

અત્યાર સુધી ઉત્કલ રાજ્ય ઉપર આમ અનેક આફતો આવી હતી, પરંતુ તેની મંદિર ઉપર કાંઈ ઝાઝી અસર થઈ ન હતી. હવે પુરીને માટે ખરેખરો

દુર્દૈવનો કાળ આવ્યો. મહારાજા પ્રતાપરુદ્રના સમયથી એટલે ઈ. સ. ૧૫૦૩ના વર્ષથી મુસલમાનોની ઓરિસા ઉપરની ચઢાઈઓ શરૂ થઈ. મુસલમાનોનો ઉદ્દેશ જગન્નાથજીનું મંદિર ભાંગવાનો અને મૂર્તિનો નાશ કરવાનો હતો. મુસલમાન સેનાનો સેનાપતિ 'કાળોપહાડ' એક ખૂબ બળવાન સરદાર હતો. તે અસલનો બંગાળી બ્રાહ્મણ હતો, તેણે અહીં કાળો કેર વર્તાવી મૂક્યો.

કાળાપહાડે ઓરિસા જીતી લીધું અને તે પુરી તરફ ધસ્યો. આ સમાચારથી પુરીમાં ઉલ્કાપાત મચી ગયો. લાખો લોકો પોતાના પ્રાણપ્યારા દેવમંદિરને રક્ષવા માટે મંદિર આગળ આવીને ભેગા થયા. અહીં જબરું યુદ્ધ જામ્યું. આખરે હિંદુઓની સંખ્યા ઓછી હોવાથી તેમની હાર થઈ, અને કાળો પહાડ તલવાર લઈ, જગન્નાથજીની મૂર્તિ તોડવા અંદર ધસ્યો.

કાળો પહાડ જેવો અંદર ધસ્યો, તેવા જ મૂર્તિના પૂજારીઓ પ્રતિમાને લઈ ચિલ્કા સરોવર તરફ નાસી ગયા. કાળો પહાડ તેમની પાછળ પડ્યો. બચવાનું સાધન ન રહેવાથી, ભક્તોએ એક કથરોટ

લઈ, તેમાં પ્રતિમાઓ મૂકી તેને સળગાવી દીધી. મુસલમાનો કથરોટ ખૂંચવી લેવા આવે છે, એ જોઈ ભક્તોએ કથરોટ મહાનદીમાં ફેંકી દીધી. નદીમાં પડેલી એ બળેલી પ્રતિમાને લઈને એક સેવક કુજંગ ગામ તરફ નાઠો અને અહીં એક ખંડાયતના ઘરમાં યૂતિઓને સંતાડી મૂકી.

વીસ વર્ષ પછી ઓરિસાના રાજા રામચંદ્રદેવના વખતમાં એ મૂર્તિઓને ફરીથી સુધારી તેમની ફરીથી સ્થાપના કરવામાં આવી. આ વખતે સમ્રાટ અકબરે એ સ્થાન તરફ ભારે ભક્તિભાવ બતાવ્યો અને તેનું રક્ષણ કર્યું. સમ્રાટ અકબરના સેનાપતિઓ રાજા જયસિંહ તથા રાજા માનસિંહે મંદિરને સેંકડો રૂપિયા આપી, મંદિરનું ગૌરવ વધાર્યું. ઈ. સ. ૧૫૯૨.

તે પછી દ્રવ્યસિંહ નામનો રાજા ગાદીએ બેઠો. એના સમયમાં બાદશાહ ઔરંગઝેબે ધર્માંધવૃત્તિથી મંદિર ભાંગવા અને તેનો નાશ કરવા પીરમહમદની સરદારી નીચે જબરું લશ્કર મોકલ્યું. મહારાજા દ્રવ્ય-સિંહમાં ઔરંગઝેબ સામે થવાની તાકાત ન હતી આથી તેણે કપટ રચીને પ્રતિમાઓને બચાવી લીધી.

આગળ, એવું જ નવું દેવગૃહ બનાવી ત્યાં જગન્નાથજીની રત્નજડિત પ્રચંડ મૂર્તિ બનાવીને ગોઠવી. દ્રવ્યસિંહે જાતે પીરમહમદની મુલાકાત લઈ, તેઓ મૂર્તિ ભાંગે તે સામે પોતાને વાંધો નથી એમ જણાવ્યું. પછી બંને જણા મંદિરે ગયા. પીરમહમદને આગલા રંગમંડપમાં લઈ ગયા. તેણે એ પ્રચંડ મૂર્તિ ભાંગી અને ભાંગેલી મૂર્તિ તથા મૂર્તિનાં નેત્રમાં જડેલા બે હીરા ઔરંગઝેબને મોકલી આપ્યા. ઔરંગઝેબને આ કાવતરાની ખબર પડે, તે પહેલાં તે મરણ પામ્યો અને તે પછી તરત જ અહીં મરાઠાઓએ ચઢાઈ કરી.

મરાઠા વીરોએ ઓરિસામાં સુલેહ અને શાંતિ ફેલાવ્યાં, મંદિરને લાખો રૂપિયાનું દાન કર્યું અને તેઓ અત્યંત શ્રદ્ધાભક્તિથી મંદિરનું ગૌરવ કરવા લાગ્યા. મંદિરમાંના સિંહદ્વારમાં ગરુડસ્તંભ હતો, તેનો નાશ થઈ ગયો હતો. મરાઠા વીરોએ કોણાર્કનો પાષાણુસ્થંભ લાવીને જગન્નાથજીના મંદિરમાં ઊભો કર્યો, જે સ્થંભ આજ સુધી કાયમ છે.

ઈ. સ. ૧૮૦૪ માં મરાઠાઓના હાથમાંથી અંગ્રેજોએ ઓરિસા જીતી લીધું અને તેમણે મંદિરનો વહીવટ

કરવા માંડયો. પણ એક ખ્રિસ્તી રાજસત્તા હિંદુ મંદિરનો વહીવટ કરે; એ મૂર્તિપૂજાના વિરોધી પાદરીઓથી સહન ન થયું. તેમના વિરોધથી અંગ્રેજ સરકારે રાજ-વહીવટ છોડી દીધો અને તે જગન્નાથપુરીના દેશી રાજાના હાથમાં સોંપી દીધો: તે વહીવટ રજવાડાંઓનું વિલીનીકરણ થયું ત્યાં સુધી તેમના હાથમાં હતો. જે પ્રજા માંહોમાંહેના કલહમાં પડીને, પોતાનો દેશ ખોઈ દે છે, તેના કેવા બૂરા હાલ થાય છે, તેનું ઉદાહરણ જગન્નાથજીના પવિત્ર મંદિરનો ઇતિહાસ પૂરો પાડે છે.

[ ૩ ]

જગન્નાથનું આજનું મંદિર રમણીય સાગર તટે આવેલું છે. એ સ્થાનને અસલ નીલાચલ કહેતા હતા. આજનું જગન્નાથ મંદિર ચાર ભાગોમાં વહેંચાયેલું છે. મંદિરનું આંગણું પૂર્વ પશ્ચિમ ૬૬૫ ફૂટ અને ઉત્તર દક્ષિણ તરફ ૬૬૪ ફૂટ જેટલું વિસ્તારવાળું છે. એની ચારે બાજુ કાળા પાષાણની ૨૪ ફૂટ ઊંચી એક મજબૂત દીવાલ છે. આ દીવાલ રાજા પુરુષોત્તમદેવના સમયમાં બનાવવામાં આવી હતી. દીવાલમાં ચાર બારણાં છે. તેને સિંહદ્વાર, ખાજાદ્વાર, હસ્તિદ્વાર અને

અશ્વદ્વાર કહે છે. સિંહદ્વાર કાળા પાષાણનું છે, તેમાં બે બાજુએ સિંહની ભવ્ય મૂર્તિઓ છે. આ દ્વાર શિલ્પકળાનો ઉત્તમ નમૂનો છે. દ્વારપ્રદેશમાં દેવોના દ્વારપાળ જય અને વિજયની પ્રતિમાઓ છે. દરવાજાની સામે ૪૪ ફૂટ ઊંચો અરુણસ્તંભ નામે સ્તંભ છે. ખાજાદ્વારમાં કોઈ મૂર્તિ નથી. હસ્તિદ્વારમાં બે હાથી અને અશ્વદ્વારમાં બે ઘોડાનાં ભવ્ય ચિત્રો છે.

પૂર્વદ્વારમાં દાખલ થાઓ એટલે ત્યાંથી મંદિરનો ભવ્ય અને વિશાળ દેખાવ દેખાશે. એ દેખાવ તમારી દૃષ્ટિને ખચિત જ આંજી નાંખશે. ડાબી બાજુએ શ્રીકાશી વિશ્વનાથ અને શ્રી રામચંદ્રજીની પ્રતિમાઓ છે. અહીંથી બાવીસ પગથિયાં ચઢીને નીચે ઊતરો, એટલે તમે અંદરના આંગણામાં દાખલ થશો. આ આંગણું પૂર્વ–પશ્ચિમ ૪૦૦ ફૂટ અને ઉત્તર દક્ષિણ ૨૭૮ ફૂટ જેટલું લાંબું છે. આ આંગણાની ચારે દિશાએ ચાર પ્રવેશદ્વારો છે. આંગણાની વચમાં જગન્નાથજીનું ભવ્ય અને ભદ્ર મંદિર વિદ્યમાન છે. આ મંદિરની ચારે બાજુએ દેવદેવીઓનાં બીજાં અસંખ્ય મંદિરો છે.

ભગવાન જગન્નાથજીના મંદિરના ચાર ભાગ છે.

છેક પશ્ચિમમાં જગન્નાથજીનું મંદિર છે. તેની આગળ મોહનમંદિર છે. તેની આગળ નાટચમંદિર છે, અને તેની આગળ ભોગમંડપ છે.

ભોગમંડપ પૂર્વ પશ્ચિમ ૫૮ ફૂટ અને ઉત્તર દક્ષિણ ૫૬ ફૂટ જેટલો વિશાળ છે. મંડપના દ્વાર ઉપર નવ ગ્રહોની નવ સુંદર મૂર્તિઓ વિદ્યમાન છે. એના પણ ચાર પ્રવેશદ્વાર છે. પણ અહીં નૈવેદ્યાન્ન મુકાતું હોવાથી, પશ્ચિમ સિવાયના બીજા દરવાજા હમેશાં બંધ રહે છે.

ભોગમંદિરની પાછળ નાટચમંદિર છે. નાટચમંદિર ૮૦ ફૂટ લાંબું અને પહોળું છે. તેને ચાર દરવાજા છે. પૂર્વ દ્વારમાં જયવિજયની મૂર્તિઓ છે. નાટચમંદિરની પાછળ મોહનમંદિર છે. આ મંદિર ૫૦ ફૂટ જમીન ઉપર આવેલું છે. આ મંદિરની દીવાલ ૧૨૦ ફૂટ ઊંચી છે. તેનો દેખાવ તંબૂ અથવા પિરામિડ જેવો છે. તેની પાછળ જગન્નાથજીનું મુખ્ય મંદિર છે. આ મૂળ દેવાલય જે હાલમાં અસ્તિત્વમાં છે, તે મહારાજા ચૌડગંગ જે ગંગવંશનો એક રાજા થઈ ગયો, તેણે બનાવ્યું હતું. આ મંદિર ૮૦ ફૂટ ભૂમિ રોકે છે. તેના

કલાયુક્ત ધુમ્મટ છે. આ ધુમ્મટ ૧૯૨ ફૂટ ઊંચો છે. આથી ઘણે દૂરથી જ આ ધુમ્મટ દેખાવા માંડે છે.

જગન્નાથદેવના યાત્રીઓ સિંહદ્વારમાં થઈને મંદિરમાં દાખલ થાય છે. ત્યાં દર્શન કર્યા પછી નાટચ-મંદિરમાં આવવું પડે છે. પછી મોહનમંદિરમાં જઈ ત્યાંથી ગરુડમૂર્તિની પૂજા કરવી પડે છે. ત્યાંથી આગળ વધીને મહાવેદીની પાસે આવી પહોંચાય છે. મહાવેદી ઉપર ૧૬ ફૂટ લાંબી ૪ ફૂટ ઊંચી છે. આ મહાવેદીના દક્ષિણભાગમાં બલરામ, તેના પછી સુભદ્રા અને તેની પાછળ જગન્નાથજી એટલે ભગવાન શ્રી કૃષ્ણ અને છેવટે સુદર્શનની મૂર્તિઓ છે. આ પ્રતિમાઓની સામે સોનાની લક્ષ્મીજીની મૂર્તિઓ છે. રૂપાની વિશ્વધાત્રી મૂર્તિ છે અને પિત્તલની શ્રી કૃષ્ણની મૂર્તિ છે.

પ્રતિમાઓવાળો ઓરડો અને મોહનમંદિર, એ એની વચ્ચે એક સ્થળે ઊભા રહી પ્રતિમાઓનાં દર્શન કરવાં પડે છે. મંદિરમાં અંધકાર રહે છે. અહીં ફક્ત ઘીના બે જ દીવા સળગે છે. એ દીવાના ઝાંખા પ્રકાશમાં જ જગન્નાથજીનાં અસ્પષ્ટ દર્શન કરવાં પડે છે.

દરરોજ સવારે આરતી થાય છે. તે વખતે પ્રતિ-

માઓને શણગારે છે. આરતી થઈ રહ્યા પછી, નવો શણગાર ચઢે છે. આ બીજા શણગારને આરામશણગાર કહે છે. બપોરે દ્વિપ્રહર શણગાર, ચારેક વાગે ચંદનશણગાર, અને રાત્રે શયનશણગાર થાય છે. દરેક વખતે પ્રતિમાઓને નવનવાં વસ્ત્રો પહેરાવે છે અને તેવા સ્વરૂપમાં જનતાને દર્શન કરાવવામાં આવે છે. કોઈ કોઈ વાર નવાંનવાં વસ્ત્રો પહેરાવતી વખતે દામોદર વામન વગેરેના વેશ પણ મૂર્તિઓને આપે છે.

સવારે ઢોલીઓ દુદુંભિ વગાડે છે, તે સાથે મંગલ આરતી થાય છે. તે પછી મુખ ધોવું, સ્નાન, બાલભોગ અને પ્રાતઃભોગનાં દર્શન અને નૈવેદ્ય થાય છે. બાલભોગના નૈવેદ્યમાં દહીં, ધાણી, કોપરુ વગેરે હોય છે. પ્રાતઃભોગના નૈવેદ્યમાં ફળ વગેરે હોય છે. તે પછી બપોરે ભોજનના થાળનો નૈવેદ્ય ધરાય છે. સાંજે ચાર વાગે નિદ્રાભંગ થાય છે. તે વખતે જલેબીનો નૈવેદ્ય ધરાવવામાં આવે છે. તે પછી સંધ્યા નૈવેદ્ય થાય છે. એ વખતે વિવિધ પ્રકારની મીઠાઈઓનો ભોગ ધરાવવામાં આવે છે. તે પછી મહાશૃંગાર ભોગ ધરાવવામાં આવે છે. એ વખતે પુરીના રાજા તરફથી આવતી

ગોપાલવલ્લભ નામની મીઠાઈનો નૈવેદ્ય થાય છે. દરેકે દરેક નૈવેદ્ય વખતે પહેલી પૂજા, પછી નૈવેદ્ય અને છેવટે આરતી થાય છે.

ભગવાનને ધરાવેલો ભાતનો નૈવેદ્ય મહાપ્રસાદ કહેવાય છે. આ પ્રસાદ શવર નામના અસ્પૃશ્યો બનાવે છે અને તે પ્રસાદ જાતપાંતના ભેદ વિના બ્રાહ્મણથી માંડીને ભંગી સુધી દરેક હિંદુ ખાય છે. પવિત્ર જગન્નાથજીના મુખ આગળ હિંદુમાત્ર સમાન ગણાય છે. આ પ્રમાણેની જગન્નાથજીના મંદિરની નિત્યક્રિયા છે. એ સિવાય બીજા મહોત્સવો ઉજવાય છે એ જુદા.

મહોત્સવો મુખ્યત્વે કરીને નીચે જણાવ્યા પ્રમાણેના છે. (૧) વૈશાખ માસમાં અક્ષય ત્રીજથી ૨૨ દિવસ સુધી ચંદનયાત્રા ઉત્સવ થાય છે. એ વખતે પ્રતિમાઓને નજીકના નરેન્દ્ર સરોવરમાં લઈ જઈને વહાણમાં ફેરવવામાં આવે છે.

(૨) વૈશાખ સુદિ અગિયારશે પ્રતિષ્ઠા મહોત્સવ થાય છે, કારણ કે મહારાજા ઇન્દ્રદ્યુમ્ને એ દિવસે પ્રતિમાની પહેલવહેલી પ્રતિષ્ઠા કરી હતી.

(૩) જેઠ માસમાં સુદિ એકાદશીને દિવસે નજીકના ગુડીચાના મંદિરમાં જઈ રૂક્મિણીહરણની વિધિ કરવામાં આવે છે, અને રાત્રે લગ્ન થાય છે.

(૪) જેઠ માસની પૂર્ણિમાએ સ્નાનયાત્રા ઉત્સવ થાય છે. એ દિવસે મૂર્તિને સરોવર ઉપર લઈ જઈ સ્નાન કરાવે છે. તે પછી પંદર દિવસ મૂર્તિને એકાંતગૃહમાં રાખવામાં આવે છે. સ્નાનના શ્રમથી ભગવાનને જ્વર થયો છે, એમ માને છે. અને પંદર દિવસ પૂજા, નૈવેદ્ય, દર્શન બધું બંધ રહે છે.

(૫) અષાડ સુદ બીજે રથયાત્રા ઉત્સવ ઉજવાય છે. એ સૌથી મોટામાં મોટો ઉત્સવ છે. આ ઉત્સવની ઉજવણી માટે દર વર્ષે ત્રણ નવા રથો બનાવે છે. જગન્નાથજીનો રથ ૪૮ ફૂટ ઊંચો અને ૩૫ ફૂટ લાંબો પહોળો હોય છે. એમાં ૭ ફૂટ વ્યાસના ૧૬ લોહચક્ર હોય છે. રથના ઘુમ્મટ ઉપર ચક્ર અથવા ગરુડની મૂર્તિ હોય છે. આ રથ ગરુડધ્વજ રથ કહેવાય છે. બલરામનો રથ ૪૪ ફૂટ ઊંચો અને ૩૪ ફૂટ લાંબો પહોળો હોય છે. એના ઉપર તાલનું ચિહ્ન હોવાથી, તે તાલધ્વજ રથ કહેવાય છે.

સુભદ્રાનો રથ ૪૩ ફૂટ ઊંચો અને ૩૨ ફૂટ લાંબો પહોળો હોય છે. એમાં ૬ ફૂટ વ્યાસનાં ૧૨ ચક્રો હોય છે. એના શિખર ઉપર કમલ હોવાથી તે કમલધ્વજ રથ કહેવાય છે. રથયાત્રાના દિવસે મૂર્તિના અપૂર્ણ હાથપગને સોનારૂપાના હાથપગ જોડે છે. એ દિવસે પુરીના રાજા રત્નજડિત ઝાડુ લઈને રાજવેશમાં આવે છે, અને રથ સામેનો કચરો સાફ કરે છે. પછી પૂજા કરે છે અને રથની રેશમી દોરી પકડી રથને એકલા ખેંચે છે. મહારાજાએ આરંભ કર્યા પછી ૪૨૦૦ મજૂરો તથા યાત્રીઓ ખેંચવાના કાર્યમાં મહારાજને મદદ કરે છે. આ ઉત્સવ આઠ દિવસ ચાલે છે.

(૬) અષાડ એકાદશીએ ત્રિમૂર્તિને પલંગ ઉપર સુવાડે છે. એ શયનોત્સવ છે.

(૭) શ્રાવણ માસમાં સુદ એકાદશીથી પૂર્ણિમા સુધી મંડપમાં હીંચકા ઉપર મૂર્તિઓને મૂકીને તેમને હીંચોળે છે. એ હિંડોળા ઉત્સવ કહેવાય છે. એ સમયે મંડપમાં નાચ, ગાણું વગેરે ખૂબ થાય છે.

(૮) શ્રાવણ મહિનામાં વદ આઠમે જન્મોત્સવ ઉજવાય છે. એ દિવસે કોઈ નર્તકી દેવકીનો અને

પૂજારી વાસુદેવનો વેશ લે છે અને જન્મોત્સવ ઊજવે છે.

(૯) શ્રાવણ વદ એકાદશીને રોજ નજીકના માર્કન્ડેય સરોવરમાં જઈ કાલીયદમન ઉત્સવ ઊજવે છે. આ રીતે એકંદર એકત્રીસ ઉત્સવો ઉજવાય છે.

મંદિરની આસપાસ અને આખા પુરી શહેરમાં બીજાં અસંખ્ય દેવાલયો અને પવિત્ર સરોવરો છે: જેમાંના માર્કન્ડેય સરોવર, ઇંદ્રદ્યુમ્ન સરોવર, ચક્રતીર્થ સરોવર, અને ધર્મેશ્વર, શ્વેતગંગા, કપાલમોચન તથા લોકનાથ મંદિર એ મુખ્ય છે.

[૪]

જગન્નાથપુરી શહેર ખાસ જોવા જેવું નથી. હમણાં હમણાં શહેર સુધર્યું છે અને નવી ઈમારતો બંધાવા પામી છે. સમુદ્રકિનારા ઉપર કૉર્ટ વગેરે સરકારી મકાનો છે અને ઉનાળામાં ઓરિસાના અંગ્રેજો અહીં હવા ખાવા આવે છે. અહીં ઉર્યભાષા બોલાય છે. પુરી જે પ્રાંતમાં આવેલું છે, તે પ્રાંતને ઓરિસ્સા અથવા ઉત્કલ પ્રાંત કહે છે. ઈ. સ. ૧૯૩૫ના હિંદીકાયદા પ્રમાણે ઓરિસા સ્વતંત્ર પ્રાંત બન્યો છે.

જગન્નાથપુરીનાં હવાપાણી ખરાબ છે. લાખો માણસો અવારનવાર અહીં યાત્રાર્થે આવ્યા જ કરે છે. હિંદના ખૂણેખૂણામાં જગન્નાથની કીર્તિ મશહૂર છે. યાત્રીઓ માટે ધર્માદા દવાખાનું, ધર્મશાળાઓ વગેરેની પુષ્કળ સગવડ છે. હિંદના વર્ણભેદમાં વહેંચાયેલા લાખો હિંદુઓ અહીં આવે છે, અને તેઓ અહીં વર્ણભેદ ભૂલી જાય છે. હિંદુમાત્ર એક છે, કોઈ અસ્પૃશ્ય નથી અને કોઈ નીચ ઊંચ નથી, એવી ભાવના ઝીલી, તેઓ જગન્નાથજીનો મહાપ્રસાદ આરોગે છે અને એ પવિત્ર આદર્શને લઈને તેઓ સ્વગૃહે પાછા ફરે છે. પણ શોક એટલો છે કે ઘેર આવતાં જ તેઓ આ મહાન અને પવિત્ર શ્રીકૃષ્ણભૂમિનો સમાનતાનો સંદેશો ભૂલી જાય છે.

જગન્નાથજીની મૂર્તિને લગતી કથાઓ હિંદુધર્મના બ્રહ્મપુરાણ, નારદપુરાણ, કર્મપુરાણ, પદ્મપુરાણ, ઇત્યાદિ ગ્રંથોમાં મળી આવે છે. તે બધાનો સાર નીચે મુજબ છે:—

અતિ પ્રાચીન કાળમાં મહારાજા ઇન્દ્રદ્યુમ્ન નામે એક રાજા હતા. તેઓ તેમના રત્નજડિત પલંગ ઉપર

એક વાર સૂતા હતા. તેમની પાસે હાથમાં પંખો લઈ, તેમની મહારાણી બેઠાં હતાં. થોડી વારમાં મહારાજા અને મહારાણી બંનેની આંખો મીંચાઈ ગઈ. એટલામાં એક આશ્ચર્યકારક બનાવ બન્યો !

એક સુંદર વિમાન ધીમે ધીમે નીચે ઊતરતું જણાવા લાગ્યું.

એ વિમાનમાંથી એક સુંદર પુરુષ બહાર આવ્યો. આ પુરુષ જેટલો સુંદર હતો, તેટલો જ ભવ્ય હતો. તેની પ્રભા અને પ્રભાવ અપૂર્વ હતાં-અજબ જેવાં હતાં !

એ ભગવાન વિષ્ણુ હતા. તેઓ રાજાની ભક્તિથી પ્રસન્ન થયા હતા, તેથી કોઈ વરદાન માગવા કહ્યું. રાજાએ વિચાર કરી કહ્યું : ‘ મારી એક જ યાચના છે કે જગતનું કલ્યાણ કરવા અને આર્યોનો ઉદ્ધાર કરવા આપ સદેહે આ જ ભૂમિ ઉપર બિરાજમાન થાઓ ! ’

‘ તથાસ્તુ ’ ભગવાન બોલ્યા ને કહ્યું : ‘ આ નીલાચલ ક્ષેત્રમાં સાગરને કિનારે રેતીનાં મેદાનમાં એક દેવવૃક્ષ ઊગેલું કાલે તારી દૃષ્ટિએ પડશે. એ દેવવૃક્ષના કાષ્ઠમાંથી મારી સુંદર પ્રતિમા બનાવજે. હું એ પ્રતિ-

મામાં સદૈવ વાસ કરીને રહીશ અને એ ક્ષેત્ર સંસારમાં ત્રણે કાળને માટે અજરામર થશે.' એટલું કહી ભગવાન વિમાનમાં બેસી સદેહે સ્વર્ગે ચાલ્યા ગયા.

બીજે દિવસે સવારે સૂર્યોદય થતાં પહેલાં મહારાજા અને મહારાણી ઊઠયાં અને દરિયાકિનારે ગયાં.

અહીં ખુલ્લા રેતીના મેદાનમાં છોડ કે વેલા કાંઈ ન હતું. ઝાડપાન ઊગી શકે, કે લીલોતરી થઈ શકે, એવી એક ઇંચ પણ જગા ન હતી. એવા સ્થાનમાં એક સુંદર દેવવૃક્ષ ઊગેલું અને ફૂલેલુંફાલેલું મહારાજાની દૃષ્ટિએ પડયું. મહારાજાએ એ દેવવૃક્ષ (દેવદાર) કુહાડીથી કાપવા માંડયું અને તેનો વચલો ભાગ તેમણે કાપી લીધો.

એ થડનો ભાગ લઈ જઈને તેમણે યજ્ઞશાળામાં મૂકયો. એક દિવસ દરબાર ભરીને એ કાષ્ઠની પ્રતિમાઓ ઘડવાની રાજ્યના શિલ્પીને આજ્ઞા આપી.

શિલ્પીએ ઘડવાનું કાર્ય શરૂ કીધું. પણ કરવત ચલાવતાં તેના દાંતા બુઠ્ઠા થઈ ગયા! કેટલાંયે ઓજારો નકામાં થઈ ગયા, પણ એ પવિત્ર કાષ્ઠ પર એક પણ

ઘા થઈ શકયો નહિ. જ્યારે આ ખબર મહારાજાને પહોંચી ત્યારે મહારાજાએ આખા દેશમાંથી સેંકડો શિલ્પીઓને ભેગા કર્યા. પરંતુ એક પણ શિલ્પી એ કાષ્ઠ ઉપર પોતાનું હથિયાર ચલાવી શકયો નહિ.

મહારાજા એક દિવસ ચિંતાતુર વદને પ્રતિમા કેવી રીતે થશે, એનો વિચાર કરતા બેઠા હતા. એટલામાં એક વૃદ્ધ શિલ્પી લપાતો છુપાતો ધ્રૂજતો ધ્રૂજતો મહારાજા આગળ આવીને ઊભો રહ્યો! ને પ્રતિમાઓ ઘડવાનું કાર્ય પોતાને સોંપવા માગણી કરી.

મહારાજા જીવતા હાડપિંજર જેવા વૃદ્ધની માગણી સાંભળીને ઠંડાગાર બની ગયા! છતાં એક વધુ યત્ન ખાતર મહારાજાએ તે વૃદ્ધને એ કાર્ય સોંપ્યું.

શિલ્પીએ કહ્યું: 'મારે પ્રતિમાઓ તદ્દન અંધકારમાં બનાવવી પડશે, માટે ઓરડાનું બારણું બંધ રાખવાની અને એકવીસ દિવસ સુધી તે જરા પણ ન ખોલવાની મારી વિનંતિ છે.'

મહારાજાએ શિલ્પીની વાત માન્ય રાખી. શિલ્પીને અંદર મૂકી મહારાજા બહાર આવ્યા. બારણે

તાળાં મારી દીધાં. રાજદૂતોનો પહેરો ગોઠવાયો અને મહારાજા કચેરીમાં પાછા વળ્યા.

હવે પ્રતિમાઓ ક્યારે તૈયાર થાય છે, એ જાણવાની મહારાજાને તાલાવેલી લાગી રહી હતી. એમ એમ કરતાં કરતાં પંદર દિવસ વીતી ગયા. સોળમે દિવસે અચાનક મહારાણીને એ વાત સાંભરી આવી. તેણે કહ્યું: 'એ બિચારો ઘરડો જીવતો છે, કે મરેલો એ જોઈ આવીએ.'

મહારાજા મહારાણીને સાથે લઈને શિલ્પગૃહ તરફ ગયા. બારણે રાજદૂતોની સખ્ત ચોકી હતી. બારણે દેવાયેલાં તાળાં જેવાં ને તેવાં જ કાયમ હતા. મહારાજાએ તાળાં ખોલ્યાં ને બારણાં ઉઘાડી અંદર પેઠા.

અંદર જુએ છે, તો શિલ્પી ન મળે! અને ત્રણ સિંહાસનો ઉપર ત્રણ અપૂર્ણ પ્રતિમાઓ! કોઈ કુશળ કારીગર પ્રતિમાઓ ઘડતો ઘડતો ઊઠી જાય, તે પ્રમાણે તે બધી અપૂર્ણ રહેલી હતી. શ્રીકૃષ્ણની અને તેમના મોટા ભાઈ બલરામની પ્રતિમાને બે હાથ હતા, પરંતુ આંગળીઓ ન હતી. શ્રીકૃષ્ણનાં ભગિની સુભદ્રાદેવીની

પ્રતિમાને તો હાથ પણ ન હતા. પેલું દેવકાષ્ઠ ત્યાંથી અદૃશ્ય થઈ ગયું હતું. મહારાજાએ હવે સમુદ્રકિનારે જે પેલું વૃક્ષ દેખાયું હતું, ત્યાં વિશાળ મંદિર બંધાવ્યું. અને ત્યાં એ પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી. એ જ પ્રતિમાઓ એક યા બીજી રીતે આજસુધી જાળવી રાખવામાં આવી છે.



# શ્રી જયભિખ્ખુનું

## બાળકો, કિશોરો, નવજુવાનોને પ્રેરણાદાયી શૈક્ષણિક સંસ્કારી બાળસાહિત્ય

### દીપક શ્રેણી

૧ દેવના દીવા
૨ દેશના દીવા
૩ દિલના દીવા
૪ દેરીના દીવા
૫ દીવે દીવા

### પ્રાણીકથાઓ

૧ હિંદુધર્મની પ્રાણીકથાઓ
૨ બૌદ્ધધર્મની પ્રાણીકથાઓ
૩ જૈનધર્મની પ્રાણીકથાઓ

### ઇતિહાસ કથાઓ

પ્રતાપી પૂર્વજો ભા. ૧ થી ૫
(શ્રી ધૂમકેતુ સાથે)
મહાકાવ્યોની રસિક વાતો
(શ્રી સોમાભાઈ સાથે)
ભારતના ભાગ્યવિધાતાઓ

### નીતિકથાઓ

નીતિકથાઓ ભા. ૧ થી ૪
આંબે આવ્યો મોર

### જીવનચરિત્રો

ફૂલની ખુશબો
મોસમનાં ફૂલ
ફૂલ વિલાયતી

### પ્રકીર્ણ

દહીંની વાટકી

### જવાંમર્દ શ્રેણી

૧ જવાંમર્દ
૨ એક કદમ આગે
૩ હિંમતે મર્દા
૪ ગઈ ગુજરી
૫ માઈનો લાલ
૬ ઉદા મહેતા
૭ યજ્ઞ અને ઈંધણ

### નાટકો

૧ પતિતપાવન
૨ રસિયોવાલમ
૩ બહુરૂપી

### વાચનમાળાઓ

૧ સર્વોદય વાચનમાળા (મંજૂર)
ધોરણ ૧ થી ૪ માટે
૨ સાહિત્ય કિરણાવલિ (મંજૂર)
ધોરણ ૫ થી ૭ માટે
વિદ્યાર્થીવાચનમાળા ૨૦૦ પુસ્તકો
(સંપાદન-લેખન)
સદ્વાચનમાળા ૧,૨, ૩,(૩૩ પુસ્તકો)
જૈનબાલગ્રંથાવલિ ૧ થી ૩
(૪૮ પુસ્તકો લેખન સંપાદન)

### પશુપ્રેમકથાવલિ

ગજમોતીનો મહેલ
માકડાનું મંદિર
લાલિયો-મોતિયો

## શ્રેણી ચોથી

૬૧ શ્રી ગજાનન
૬૨ શ્રી કાર્તિકેય
૬૩ ચંદ્રહાસ
૬૪ ભક્ત સુધન્વા
૬૫ શ્રીહર્ષ
૬૬ રસકવિ જગન્નાથ
૬૭ ભક્ત નામદેવ
૬૮ શ્રીહેમચંદ્રાચાર્ય
૬૯ છત્રપતિ શિવાજી
૭૦ સમર્થ સ્વામી રામદાસ
૭૧ ચાંદબીબી
૭૨ ગુરુ નાનક
૭૩ મહાત્મા કબીર
૭૪ ગૌરાંગ મહાપ્રભુ
૭૫ લાલા લજપતરાય
૭૬ શ્રી ચિત્તરંજનદાસ
૭૭ શ્રી ત્રિભુવનદાસ ગજ્જર
૭૮ શ્રી સુરેન્દ્રનાથ બેનરજી
૭૯ શ્રી વિજયધર્મસૂરિ
૮૦ બાબુ રાજેન્દ્રપ્રસાદ

## શ્રેણી પાંચમી

૮૧ પાર્વતી
૮૨ શ્રી શંકરાચાર્ય
૮૩ શ્રી માધવાચાર્ય
૮૪ શ્રીમદ્ વલ્લભાચાર્ય
૮૫ શ્રી રામાનુજાચાર્ય
૮૬ મહારાજા કુમારપાળ
૮૭ ગુરુ ગોવિંદસિંહ
૮૮ રાજા રણજિતસિંહ
૮૯ રાણી લક્ષ્મીબાઈ
૯૦ શ્રી કેશવચંદ્રસેન
૯૧ શ્રી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર
૯૨ મહાદેવ ગોવિંદ રાનડે
૯૩ દાદાભાઈ નવરોજી
૯૪ શ્રી ગોપાલકૃષ્ણ ગોખલે
૯૫ સ્વામી શ્રદ્ધાનંદજી
૯૬ શ્રી ગોવર્ધનરામ
૯૭ શ્રી જવાહરલાલ નેહરુ
૯૮ સુભાષચંદ્ર બોઝ
૯૯ શ્રી સેનગુપ્તા
૧૦૦ તારામંડળ

## શ્રેણી છઠ્ઠી

૧૦૧ મહાદેવી સીતા
૧૦૨ નાગાર્જુન
૧૦૩ કર્મદેવી અને મેવાડની વીરાંગનાઓ
૧૦૪ વીર વનરાજ
૧૦૫ હૈદરઅલી
૧૦૬ મહાકવિ પ્રેમાનંદ
૧૦૭ સર ટી. માધવરાવ
૧૦૮ જામ રણજિતસિંહ
૧૦૯ ઝંડુભટ્ટજી
૧૧૦ શિલ્પી કરમારકર
૧૧૧ કવિ દલપતરામ
૧૧૨ સ્વ. હાજીમહમ્મદ
૧૧૩ વીર લધાભા
૧૧૪ સૌંદર્યધામકાશ્મીર
૧૧૫ નૈનિતાલ
૧૧૬ ગિરનાર
૧૧૭ દ્વારકા
૧૧૮ પાટનગર દિલ્હી
૧૧૯ મ્હૈસુર
૧૨૦ તાજમહાલ

## શ્રેણી સાતમી

૧૨૧ શ્રી ઋષભદેવ
૧૨૨ ગોરક્ષનાથ
૧૨૩ વીર કુણાલ
૧૨૪ અકબરશાહ
૧૨૫ મહામંત્રી મુંજાલ
૧૨૬ કવિ દયારામ
૧૨૭ જયકૃષ્ણ ઈંદ્રજી
૧૨૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ
૧૨૯ મહાવીરપ્રસાદ દ્વિવેદી
૧૩૦ મહાકવિ નાનાલાલ
૧૩૧ પ્રો. રામમૂર્તિ
૧૩૨ અબદુલગફારખાન
૧૩૩ સોરઠી સંતો
૧૩૪ નેપાલ
૧૩૫ મહાબળેશ્વર
૧૩૬ અમરનાથ
૧૩૭ બદરી-કેદારનાથ
૧૩૮ કલકત્તા
૧૩૯ પાટણ
૧૪૦ અનુપમ ઈલુરા

# વિદ્યાર્થી વાચનમાળા

સંપાદક : શ્રી. જયભિખ્ખુ

પોસ્ટેજ આઠ આના ને રજિસ્ટ્રેશન આઠ આના વધુ

∴ દશ શ્રેણીના એક સાથે ૪૦-૦-૦ ∴ પાકા પૂંઠાનાં રૂ. ૫૦-૦-૦

| શ્રેણી આઠમી | નવમી શ્રેણી | શ્રેણી દશમી |
|---|---|---|
| ૧૪૧ ગુરુ દત્તાત્રય | ૧૬૧ શ્રી જ્ઞાનદેવ | ૧૮૧ શ્રી એકનાથ |
| ૧૪૨ ઉદયન-વત્સરાજ | ૧૬૨ શ્રી સિદ્ધસેનદિવાકર | ૧૮૨ હજરત મહમ્મ પયગં |
| ૧૪૩ મહાત્મા આનંદઘન | ૧૬૩ ઉપા. યશોવિજયજી | ૧૮૩ અશો જરથુસ્ત |
| ૧૪૪ વસ્તુપાલ-તેજપાલ | ૧૬૪ વીર બાલાજી | ૧૮૪ અહલ્યાબાઈ |
| ૧૪૫ સામળભટ્ટ | ૧૬૫ નાના ફડનવીસ | ૧૮૫ ડૉ. અન્સારી |
| ૧૪૬ કવિ નર્મદ | ૧૬૬ શ્રી દ્વિજેન્દ્રલાલરોય | ૧૮૬ શ્રી રમેશચંદ્રદત્ત |
| ૧૪૭ વીર સાવરકર | ૧૬૭ રાજારામમોહનરાય | ૧૮૭ વિજયાલક્ષ્મીપંડિત |
| ૧૪૮ જમશેદજી તાતા | ૧૬૮ શ્રી અમૃતલાલ ઠક્કર | ૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ |
| ૧૪૯ કવિ કલાપી | ૧૬૯ પં. વિષ્ણુદિગંબર | ૧૮૯ સંતકવિ પઢિયાર |
| ૧૫૦ પ્રો. સી. વી. રામન | ૧૭૦ શ્રી રામાનંદચેટરજી | ૧૯૦ ચિત્રકાર રવિવર્મા |
| ૧૫૧ શાહસોદાગરજમાલ | ૧૭૧ ભગવાનલાલ ઇંદ્રજી | ૧૯૧ શ્રી શરદબાબુ |
| ૧૫૨ શિલોંગ | ૧૭૨ શ્રી પ્રફુલ્લચંદ્ર રોય | ૧૯૨ સોરઠના બહારવટિયા |
| ૧૫૩ શ્રીમતી કસ્તૂરબા | ૧૭૩ મા. અબુલ કલામ આઝાદ | ૧૯૩ મોતીભાઈ અમીન |
| ૧૫૪ દાર્જીલીંગ | [illegible] | ૧૯૪ આબુ |
| ૧૫૫ ઉતાકામંડ | [illegible] | ૧૯૫ શત્રુંજય |
| ૧૫૬ જગન્નાથપુરી | [illegible] | ૧૯૬ ગોમટેશ્વર |
| ૧૫૭ કાશી | [illegible] | ૧૯૭ અમદાવાદ |
| ૧૫૮ જયપુર | [illegible] | ૧૯૮ લખનૌ |
| ૧૫૯ હૈદ્રાબાદ | ૧૭૯ આગ્રા | ૧૯૯ વડોદરા |
| ૧૬૦ કાવેરીના જળધોધ | ૧૮૦ અજંતાની ગુફાઓ | ૨૦૦ ગીરનાં જંગલો |




પ્રકાશક : શંભુલાલ જગશીભાઈ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ.
મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ : શારદા મુદ્રણાલય : જુમ્મામસ્જિદ સામે : અમદાવાદ.